—વિદ્યાર્થી-વ્યાખ્યાન-માલા.—

—પ્રથમ પુષ્પ—

# વર્તમાન વિદ્યાર્થી-જીવન."

લેખકઃ—વિદ્યાર્થી ભીમાશંકર શર્મા.

પ્રકાશકઃ—વિદ્યાર્થી ભીમાશંકર શર્મા.

ઠે:-કરસનદાસ પ્રેમજીનો માળો, નવીવાડી, મુંબઇ, નં. ૨.

( અનુષ્ટુભ )

સુખાર્થીને નથી વિદ્યા, વિદ્યાર્થીને નથી સુખો;
સુખાર્થી કાં ત્યજે વિદ્યા, વિદ્યાર્થી કાં ત્યજે સુખો.

શ્રી વ્યાસ.

ત્તિ ૧૦૦૦ ] મૂલ્ય બે આના. [ ખ્રિસ્તાબ્દ ૧૯૧૮

શ્રીકૃષ્ણ પ્રીન્ટિંગ પ્રેસ, નં. ૯, અનંતવાડી મુબઇ નં. ૨.
રતિલાલ હરજીવન પટેલે છાપ્યું.

# ઉત્સર્ગ પત્ર.



કર્મવીર મોહનદાસ કરમચંદ ગાંધીની સેવામાં.

સાધુચરિત સ્વદેશપ્રેમી મહાનુભાવ,

ગુજરાતના વિદ્યાર્થી સમાજ પ્રત્યે આપ પ્રેમ એટલુંજ નહિ કિન્તુ તેમની સર્વ પ્રકારની ઉન્નતિ વિષે નિરન્તર ચિન્તન કરો છો; તેજ પ્રમાણે ગુર્જરગિ અર્થે આપે અનેક શુભ પ્રવૃત્તિઓ આદરી છે; ન ઉપરાન્ત, આપણી પ્રાણથી પણ અધિક પ્રિય એવી પ્રત્યે આપ અનુપમ ભક્તિભાવ દર્શાવો છો એ આદિ આકર્ષાઇ, હું—અલ્પ સમયમાં આપની 'રાષ્ટ્રીયશાળા'માં ઇચ્છા રાખનાર—એક વિદ્યાર્થી, મારી આ લઘુકૃતિ પ્રેમ ર્વક, આપની આજ્ઞા વિનાજ, આપને અર્પણ કરૂં છું તે સ્વીકાર કરી ઉપકૃત કરશો.

લિ.

વિદ્યાર્થી ભીમાશંકર શર્મ






# વર્તમાન વિદ્યાર્થી-જીવન.

પ્રિય વિદ્યાર્થી બન્ધુઓ !

આજના આપણા *વ્યાખ્યાનનો વિષય 'વર્તમાન વિદ્યાર્થી-જીવન છે. વિષયનો આરંભ કરૂં તે પહેલાં મારે આપ સૌનો ઉપકાર માનવાનો છે. વિદ્યાર્થી મંડળોએ, જે શહેરમાં મેં પોતે શિક્ષણ પ્રાપ્ત કર્યું છે, તેજ શહેરના છાત્રો સમક્ષ બોલવાની મને જે સુન્દર તક આપી છે તે બદલ હું તેમનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. તેજ પ્રમાણે આપણા આજના સુયોગ્ય વિદ્યાર્થી પ્રેમી સભાપતિ સજ્જનનો પણ હું ઋણી થયો છું. પ્રથમ આપણું જીવન વિષે વિચાર કરીશું.

" સંસારમાં **હેતુ** વિનાની જીવન-યાત્રા કરવી તે પહોંચવાના **લક્ષ્યનો વિચાર** કર્યા વિના સમુદ્રમાં પ્રસ્થાન કરવા સમાન છે. લક્ષ્યનો વિચારકર્યા વિનાની જલ-યાત્રા જેટલી ભયંકર છે **તેટલીજ** ભયંકર જીવનના ઉદ્દેશનો વિચાર કર્યા વિના જીવન-યાત્રા છે."

'એક જીવન-રહસ્ય-શોધક.'

## જીવન શું છે ?

એક સમયે એક પિતાએ પોતાના ચાર પ્રૌઢ વયના સુશિક્ષિત પુત્રોને પૂછ્યું. " પ્રિય પુત્રો ! તમે જીવન કોને કહો છો " ?

સૌથી મોટા પુત્રે પ્રત્યુત્તર દીધો. " પૂજ્ય જનક ! બ્રહ્મચર્યથી સુરક્ષિત વીર્યને લીધે વીર્યવાન અને કાન્તિમાન શરીરથી સુશોભિત બની

* આ વ્યાખ્યાન ઇ. સ. ૧૯૧૮ ના જાન્યુઆરી માસમાં, મુંબઇના વિદ્યાર્થીઓ સમક્ષ વાંચવામાં આવ્યું હતું.

લેખક.

જીવન નિર્ગમન કરવું એનેજ હું તો જીવન સમજું છું. સંસારમાં સ્વસંરક્ષણ સૌથી પ્રથમ કાર્ય છે." તેથી નાનાએ કહ્યું. "પરા, અપરા, માનુષી, દૈવી ઇત્યાદિ અનેક પ્રકારની વિદ્યાઓથી વિભૂષિત થઇ જીવન-યાત્રા પરિપૂર્ણ કરવી એનેજ હું વાસ્તવિક જીવન સમજું છું. ભૂમિપતિ તથા ધનપતિ કરતાં પણ વિદ્યાપતિ-વિદ્વાન્‌નું જીવન સર્વદા સર્વત્ર સન્માનીય, પ્રશંસનીય અને વંદનીય લેખાય છે." સૌથી નાનાએ વચ્ચેજ પ્રત્યુત્તર દીધો. "તાત! મારી દૃષ્ટિમાં તો ધનવાનનું જીવનજ જીવન છે. ધનશ્રીના દ્વારપર વીર્યવાન્, વિદ્યાવાન્, કાન્તિમાન્ અને બીજા સર્વ 'વાન્' અને 'માન્' આવીને ઉભા રહે છે. અને વીર્ય કિંવા વિદ્યા હો કે ન હો, તથાપિ પદ્માના અસ્તિત્વથી સર્વત્ર લક્ષ્મીવાનની પ્રશંસાજ થાય છે. અને પૂજ્ય પિતાશ્રી! એ રમારહિતનું જીવન ન જીવન નહિ કિન્તુ કાંઇક ઉદાસીનતા ભર્યું, અવસાદ ભર્યું, અકર્મણ્યતા ભર્યું, વિક્ષોભ ભર્યું બીજુંજ કંઇક કે જેનું નામ હું આપની સમક્ષ આપવા ઇચ્છતો નથી."

કનિષ્ટથી મોટો જે હજી સુધી ધૈર્યથી અને શાન્તિથી શ્રવણ કરતો હતો તેણે એક અર્થ સૂચક સ્મિત હાસ્ય કર્યું. એ જોઇ તેના બીજા ત્રણ સહોદરો તો આશ્ચર્યમાં પડયા કિન્તુ તેમનો પિતા કે જે તેમના કરતાં-વિશેષ-વિદ્યાવાન્ અને વિચારવાન્ હતો તે શાન્તિથી બેઠોજ રહ્યો. ક્ષણવાર એમ કર્યા પછી તેણે તેના અવશિષ્ટ આજ્ઞાકારી અપત્યને એજ પ્રશ્ન પૂછ્યો. પેલા પુત્રે ગંભીરતાથી પ્રત્યુતર દીધો.

"પૂજ્ય પિતાશ્રી! હું તો એ ત્રણમાંથી એકેમાં જીવન જોતો નથી. સંસારમાં અનેક સ્ત્રી પુરૂષો જીવન, જીવન-રહસ્ય, જીવન-સાફલ્યાદિ વિષયોમાં અનભિજ્ઞ છે તેમ મારા આ ત્રણે સહોદરો પણ શિક્ષિત છતાં જીવન-વાસ્તવિક જીવન-થી અપરિચિત છે. વીર્યવાન્ ને અને વિત્તવાનને હું પૂછું છું કે તે મો વિદ્યાજનિત વિવેકની સહાયતા વિના તેમનો ઉપયોગ કયાં અને કેવા રીતે કરશે? વિદ્યાવાનને હું પૂછું છું કે શું વિદ્યા પ્રાપ્ત કરી એટલે જીવન-સંગ્રામમાં વિજય પ્રાપ્ત કરવાનાં સર્વ સાધનો મળી ગયાં? (ભાઇઓ તરફ ફરીને) તમે ત્રણે જીવનના રહસ્યથી અનભિજ્ઞ છો. તમે બધાએ અદ્યાપિ જીવનનો બાહ્ય:દૃષ્ટિથીજ વિચાર કર્યો હોય એમ પ્રતીત થાય છે. હું કાંઇ એવો ગર્વ નથી કરતો કે હું જીવન બરાબર સમજું

છું. ખરૂં કહું તો જીવન શું છે તે હું પણ કહી શકતો નથી. જીવન શું છે એ 'સમજવું' જ જ્યાં એટલું કઠિન છે ત્યાં જીવન 'આચરણ' દ્વારા આચરી બતાવવું વિશેષ કઠિન હોય એમાં હું જરા પણ આશ્ચર્ય જોતો નથી. તમે કહ્યું તે જીવન તો નહિ કિન્તુ જીવનની ઉપયોગી અને આવશ્યક એવી 'સામગ્રીઓ, છે. જીવન શું છે એ હું તો કહી શકતો નથી. તથાપિ હું એમ દૃઢતા પૂર્વક માનું છું કે જીવન આચરી શકાય ખરૂં કિન્તુ સમજાવી શકાય નહિ.

પિતાએ તેને કહ્યું, "પુત્ર, તારો પ્રત્યુત્તર સાંભળી મને હર્ષ થાય છે. જીવન એટલે હું મારી તુચ્છ બુદ્ધિ અનુસાર જે કાંઇ સમજું છું તે હું આજે કહીશ નહિ. ભવિષ્યમાં જ્યારે તું તારા સ્વાનુભવથી એમ જાણી શકે કે આ જીવન હશે ત્યારે જો મારૂં આ શરીર આ સંસારમાં હોય તો મને પૂછજે. અન્યથા સ્વર્ગમાં વાત. કારણ કે આ દેહ હવે જરાવસ્થાને પ્રાપ્ત થઇ ગયો છે."

લેખકે આજ પર્યન્ત તેના અનેક પ્રસિદ્ધ અપ્રસિદ્ધ લેખોમાં 'વિદ્યાર્થી-જીવન' નો ઉલ્લેખ કર્યો છે. તથાપિ એ સર્વ લખતી વેળા જ્યાં જ્યાં 'જીવન' નો પ્રશ્ન આવીને ઉભો રહ્યો છે ત્યાં ત્યાં તેણે ભવિષ્યની પ્રતિજ્ઞાઓ ઉપર કિંવા દીનતાનો આશ્રય લઇને એ વિષયપર લખવાના અખાડાજ કર્યા છે. કરે પણ શું ? જ્યાં લખનાર પોતેજ જીવન એટલે શું તે બરાબર ન સમજતો હોય ત્યાં બીજાઓને સમજાવી શું શકે ? આજે તેનો વિચાર હતો કે, વિદ્યાર્થી જીવન વિષે કાંઇ પણ લખવા પૂર્વે, તેણે 'જીવન' વિષે યત્કિંચિત્ પણ લખવું. કિન્તુ લેખના આરંભમાંજ આપેલો પિતા પુત્રોનો સંવાદ લખીને, જીવન-જ્ઞાનના અભાવે વિચારશીલ પિતાને નિરૂત્તર રાખવો પડયો છે. અસ્તુ. હવે તે 'વર્ત્તમાન વિદ્યાર્થી-જીવન' એ હસ્તગત વિષય પર આવશે.

## ઉદ્દેશ અને આદર્શહીન જીવન.

વર્ત્તમાન વિદ્યાર્થી-જીવન પર વિચાર કરતાં જે વાત પ્રથમ ધ્યાનમાં આવે છે તે એ છે કે વર્ત્તમાન વિદ્યાર્થી-જીવન ઉદ્દેશ અને આદર્શ રહિત છે. શીર્ષકની નીચેના અવતરણની પુનરૂક્તિ ન કરીએ તો એટલુંજ કહેવું બસ છે કે જીવનના હેતુનો, ઉદ્દેશનો અને લક્ષ્યનો વિચાર કર્યા વિના જીવન વ્યતીત

કરવું વૃથા છે. પછી તે જીવન વિદ્યાર્થી-જીવન હો, ગૃહસ્થ-જીવન હો વા સન્યાસી-જીવન હો. તથાપિ વિદ્યાર્થી-જીવન સિવાય બીજાં જીવનોનાં લક્ષ્યોનો વિચાર ન કર્યો હોય તોપણ ચાલે છે. કારણ કે, વિદ્યાર્થી-જીવન પર સર્વ ભાવિ જીવનોનો આધાર છે. વિદ્યાર્થી-જીવન એ અન્ય સર્વ જીવનોનો પાયો છે. વિદ્યાર્થી-જીવનની ઉચ્ચતા, ઉત્કૃષ્ટતા, તથા નિષ્ણાતતા અને પરિપૂર્ણતા પર ભાવિ-જીવનોની તે તે સ્થિતિયો અવલમ્બિત છે. અતએવ વિદ્યાર્થી જીવનનો ઉદ્દેશ ન હોવો એ પાયો નાખ્યા વિના ગગન સાથે વાતો કરતું ઘર બાંધવા સમાન છે.

વિદ્યાર્થી-જીવનનો ઉદ્દેશ ન હોવો તે સમ્પૂર્ણ જીવન વ્યર્થ ગુમાવવા સમાન છે. વિદ્યાર્થી-જીવનનો ઉદ્દેશ છે અને તે અવશ્ય વિદ્યાર્થીની દૃષ્ટિ સન્મુખ હોવો જોઇએ. તે શું છે અને શું હોવો જોઇએ એનો અહીં વિચાર કરવાનો નથી.

કોઇ કહેશે, "વિદ્યાર્થી-જીવનના ઉદ્દેશ ભિન્ન ભિન્ન હોય છે અને તે આજે પણ છે. વર્તમાન વિદ્યાર્થી-જીવનનો ઉદ્દેશ નથી એમ કહેનારાઓ વિદ્યાર્થીના જીવનથી અપરિચિત છે-અનભિજ્ઞ છે. કોણ કહે છે કે વિદ્યાર્થીના જીવનનો ઉદ્દેશ નથી ? કોઇ વકીલ થવા ઇચ્છે છે, કોઇ વૈદ્ય થવા ઇચ્છે છે, કોઇ સીવીલિયન (સરકારી અમલદાર) થવા ઇચ્છે છે, કોઇ અર્થશાસ્ત્રી થવા ઇચ્છે છે, કોઇ વૈજ્ઞાનિક થવા ઇચ્છે છે, કોઇ અધ્યાપક થવા ઇચ્છે છે. વળી કેટલાક ઉદ્દેશ ગણાવીએ ? શું હજી કોઇ કહેશે કે વિદ્યાર્થી-જીવન ઉદ્દેશ રહિત છે ? એથી વધારે સારા ઉદ્દેશો શું હોઇ શકે છે ? આ બધા ઉદ્દેશ નહિ તો શું કહેશો ? "

ઉપરોક્ત કથનમાં કાંઇક સત્યાંશ રહેલો છે તેનો સ્વીકાર કરીને એ પ્રશ્ન ઉપસ્થિત કરનાર 'કોઇ,' ને અમે શાન્તિ પૂર્વક પૂછીશું, "એવા ઉદ્દેશો કેટલા વિદ્યાર્થીઓના જીવનના છે કિંવા હોય છે ? અને એવા ઉદ્દેશ રાખનારાઓમાંથી કેટલા વિદ્યાર્થીઓ ઉદ્દેશ-પૂર્તિ કરી શકે છે ? વિદ્યાર્થી-જીવનનો ઉદ્દેશ શું છે એમ જો તેમને પૂછવામાં આવે તો ઉપરોક્ત ઉદ્દેશો રાખનાર કિંવા સમજનાર વિદ્યાર્થીઓમાંથી સંતોષકારક પ્રત્યુત્તર કેટલા આપી શકશે ? "

જેઓ **પરભાષાની** પરિભાષાઓ કંઠસ્થ કરીને પોતાની **નવીનોત્પાદકતાને** હાનિ પહોંચાડી રહ્યા છે તેઓના જીવનનો ઉદ્દેશ શું હશે એ સમજાતું નથી. ભાવિ જીવનમાં જયશાલી થવા માટે જે જે **તૈયારીઓ** વિદ્યાર્થી અવસ્થામાં કરવાની છે, તે તૈયારીઓથીજ **અનભિજ્ઞ** સમાજના જીવનનો ઉદ્દેશ શું હશે એ કલ્પી શકાતું નથી. જેમના જીવનનો ઝોક ઉત્તરોત્તર અધિકાધિક **વિલાસિતા** તરફ થતો જાય છે એવા વર્તમાન વિદ્યાર્થીઓના જીવનનો ઉદ્દેશ શું હશે એનો કાંઇપણ નિર્ણય થઇ શકતો નથી. જેમણે અનેક અસદાચરણો કરીને, વ્યસનોને વશીભૂત થઇને, કુટેવોના ભોગ થઇને, અપવિત્ર વિચાર, વાણી અને વર્તનનો આશ્રય કરીને. અને ટુંકમાં, વિદ્યાર્થીવયમાં ન કરવાનું કરીને પોતાની શારીરિક, માનસિક અને આત્મિક શક્તિઓનો સંહાર કરી નાખ્યો છે; એવા આધુનિક નવયુવક વિદ્યાર્થીઓ કયા ઉદ્દેશની પૂર્તિ અર્થે ઉદ્યોગ કરી રહ્યા હશે એની કલ્પના પણ થઇ શકતી નથી ! વર્તમાન વિદ્યાર્થી–જીવન ઉદ્દેશ રહિત છે એ વાત સત્ય છે એમ બતાવવાને એટલુંજ કહેવું બસ થશે કે તેમના જીવનનો એક પણ **આદર્શ** નથી. જેમના જીવનનો કાંઇપણ ઉદ્દેશ હોય તેમનો કાંઇક આદર્શ હોવો જોઇએ. અહીંતો જે શિક્ષણ તેઓ લઇ રહ્યા છે તેનો આદર્શ પણ 'કલાર્કપણા' કરતાં ઉંચો નથી તો તે શિક્ષણ લેનારાઓના જીવનના આદર્શનીતો આશાજ ક્યાંથી રાખી શકાય ? અને જો કાંઇપણ ઉદ્દેશ હોય, તો તે **પરાધીનતા**––'નોકરી' સિવાય બીજો એકે સુન્દર ઉદ્દેશ નથી. જેમને વિદ્યા ભણીને પણ 'પરમુખાપેક્ષીજ' થવું છે તેમના જીવનનો ઉદ્દેશ કિંવા આદર્શ હોવોજ જોઇએ એમ ક્યાં છે ? અતએવ સિદ્ધ થયું કે વર્તમાન વિદ્યાર્થી-જીવન ઉદ્દેશ તથા આદર્શ રહિત છે. અને તેથી—

## પરિણામ શું થયું છે ?

એ પ્રશ્નનો ઉત્તર મેળવવા માટે એકવાર ફરીથી આપણે લેખના આરંભમાં ટાંકેલા અવતરણ પર વિચાર કરીશું. જવાના સ્થાનનો નિર્ણય કર્યા વિના અને અમુક માર્ગેથી પ્રયાણ કરવાથી એ નિર્દિષ્ટ સ્થળે સુરક્ષિતપણે જઇ શકાશે એનો વિચાર કર્યા વિના, સમુદ્રમાં ઝંપલાવનાર નાવિકની સાથેજ તેની નૌકાની જે દુર્દશા થાય છે તેનો ઉલ્લેખ કરવાની મને આ વીસમી સદીમાં આવશ્યકતા જણાતી નથી. બરાબર એ નાવિકના

જેવીજ દશા આજ કાલના વિદ્યાર્થીઓની થઇ છે અને થઇ રહી છે. વર્ત્તમાન
વિદ્યાર્થીઓ પોતાના લક્ષ્યથી ઘણે દૂર જતા રહ્યા છે. (૧)
તેઓ બીજેજ માર્ગે (કુમાર્ગે) ઉતરી પડયા છે. (૨)
તેથી તેમને દેશ-કાલનું ભાન રહ્યું નથી. (૩)

આપણે એ ત્રણે વાતોનો ક્રમશઃ વિચાર કરીશું. પ્રથમ વાત લઇએ. વિદ્યાર્થીનું અને તેમાં પણ આર્ય વિદ્યાર્થીનું જીવન અતીવ પવિત્ર લેખાય છે. પવિત્ર અને પુરાણુ એવા આર્ય ધર્મના અનુયાયીઓ સર્વ જીવનોમાં પવિત્રતાજ આવશ્યક સમજે છે. પવિત્ર વિચાર, પવિત્ર વાણી અને પવિત્ર વર્ત્તન એ આર્ય જીવનનો મુદ્રાલેખ છે. એ સર્વશ્રેષ્ઠ પવિત્રતા દ્વારા તેઓ પરમ પવિત્ર એવા શ્રી પરમાત્માના ચરણોનીજ ઉપાસના કરે છે. આર્યોનું પરમ લક્ષ્ય પરમાત્મા સિવાય અન્ય કાંઇ પણ નથી. વિદ્યાર્થીઓ એ લક્ષ્યથી ભ્રષ્ટ થઇ ગયા છે. ઇશ્વર સંબંધી વિચાર કરવામાં તેઓ વ્યર્થ કાલક્ષેપ સમજે છે. ત્યાં પ્રભુ-સેવાનો તો અવકાશ જ કયાંથી હોઇ શકે?

બીજી વાત. આધુનિક વિદ્યાર્થીઓ અનુચિત પથ ગામી થઇ ગયા છે. ઉચ્ચ વિચાર અને સાદી રહેણી એ આર્ય વિદ્યાર્થીઓનું ખાસ લક્ષ્ય હતું. પશ્ચિમ આટલા વર્ષો પછી હવે જાગૃત થયો છે. વિલાસિતા વધી જવા પછી તે Plain living and High thinking નો પોકાર કરી રહ્યો છે. ભારત પણ એના અનુકરણથીજ લક્ષ્ય-ભ્રષ્ટ થયો છે. આર્યોની પ્રાણપ્રિય 'સાદાઇ' સદાને માટે અદૃશ્ય થતી જાય છે. વૈભવ વિલાસની વસ્તુઓમાંજ નહિ કિન્તુ આહાર વિહારમાં પણ વિલાસિતા પ્રવેશતી જાય છે. ધન સમૃદ્ધિવાળા લોકો એમ કરતા હોય તો જવા દઇએ. સાંજ સવાર કઠિનતાથી ભોજન મળતું હોય એવા દીન લોકો વિલાસ પ્રિય થતા જાય છે. અને વિદ્યાપ્રિય નવ યુવક વિદ્યાર્થીઓ વિલાસી થતા જાય એ શું દેશના ઓછા દુર્ભાગ્યની વાત છે? વિદ્યાર્થીઓ આજકાલ વિવાદ કરતાં શીખ્યા છે. તેના પરિણામે પોતાની ગમે તેવી વાતનું સમર્થન તેઓ કરી શકે છે. વિલાસિતા માટે તેઓ કહે છે કે જો દેશમાં વિલાસ વધશે તો તેને અંગે વ્યવસાય વધશે. Luxury follows Industry એ નવીન સિદ્ધાન્ત તેઓ તેમનાફળદ્રુપ મસ્તિષ્કમાંથી આવિર્ભૂત કરી જગતને સમજાવે છે. વાહ! ઠીક યુક્તિ રચી છે! પરન્તુ એ

વિલાસીઓને અમ નમ્રતા પૂર્વક પૂછીશું કે, વિદ્યાભ્યાસ સમાપ્ત કર્યા પછી વ્યવહારમાં પડીને તમારામાંના કેટલા વ્યવસાય–પ્રેમીઓ નીકળશે ? સ્વતંત્ર ઉદ્યોગ કેટલા જણ કરશે ? ખુશામતિયા નોકરીને કેટલા વિદ્યાર્થીઓ તિલાંજલિ આપશે ? વિદ્યાર્થી અવસ્થામાં કરે છે તેજ પ્રમાણે ગૃહસ્થ થયા પછી પણ હરામનો માલ હજમ કરવાની દાનત કેટલા નહિ રાખશે ?

કોઇપણ નગરના રાજમાર્ગપરથી જતા આવતા વિદ્યાર્થીઓનું નિરીક્ષણ કરવાથી તેમની અસીમ વિલાસિતાનું બરાબર ભાન થશે. વિલાયતી વેષથી સુશોભિત થઇ જ્યારે તેઓ પૃથ્વીપર ચાલે છે ત્યારે કોઇ રાજા મહારાજાના કુમારો હોયની એવો ભાસ થાય છે ! ખાન કરાન જ્યારે તેઓ મોટાં મોટાં શહેરોમાં વિહાર કરવા માટે નીકળે છે ત્યારે દૃશ્યજોવા જેવું થાય છે. વિલાયતી વેષથી સંતુષ્ટ થાય છે એટલુંજ હોત તો તો કાંઇ ન હતું પણ તેઓ તો વિલાયતી વ્યસનોને પણ વશીભૂત થવા ઇચ્છે છે. એ સર્વ લક્ષણો વિદ્યાર્થીનાં નથી. વિદ્યાર્થીઓ રસ્તો ભૂલ્યા છે એમાં સન્દેહ નથી. લક્ષ્ય–ભ્રષ્ટ થયા પછી શું શું અનિષ્ટ નથી થતું ?

ત્રીજી વાત લઇએ. તેમને દેશ–કાલનું ભાન નથી. પ્રથમ દેશની વાત લઇએ. એક દેશને જાણવા માટે તેનો પ્રાચીન “ઇતિહાસ” જોવો જોઇએ અને તે દેશના લોકો સાથે ભળવું જોઇએ. વર્તમાન વિદ્યાર્થીઓ દેશના ઇતિહાસથી **અનભિજ્ઞ** છે, કારણ કે તેમના શિક્ષાલયમાં તેમના દેશના પ્રાચીન ઇતિહાસને કપોલ કલ્પિત ગપ્પાં ગણીને સ્થાન આપવામાં આવ્યું નથી. વિદ્યાર્થીઓ પોતે કાંઇક કરી શકે તેમ છે પણ તેઓ કરતા નથી.

દેશના લોકો સાથે ભળવામાં તો આધુનિક વિદ્યાર્થીઓનું પદ ઓછું થઇ જાય છે. કિંવા તેમનાજ શબ્દોમાં કહુ તો ‘પોઝીશન’ માં વાંધો આવે છે ! એ જ કારણ છે કે ભારતમાં શિક્ષિત–અશિક્ષિત વચ્ચે અદ્યાપિ સહાનુભૂતિ જોવામાં આવતી નથી. એટલુંજ નહિ કિન્તુ પ્રાચીન પદ્ધતિથી શિક્ષણ મેળવેલાઓ અને આધુનિક પદ્ધતિથી શીખેલાઓ વચ્ચે પણ સમભાવ–દેશ બંધુતા દૃષ્ટિગોચર થતી નથી.

કાળની વાત રહી. સામ્પ્રત સમયમાં શું થઇ રહ્યું છે એ જો કે વિદ્યાર્થીઓ જાણે છે. પણ તેથી શું ? જ્યાં સુધી આપણે પોતે આપણો યોગ આપવાને તૈયાર ન થઇએ ત્યાં સુધી આપણું જાણેલું શા કામનું છે ? દેશ

**સ્વતંત્રતાનો** વિચાર કરી રહ્યો છે. વિચારજ નહિ કિન્તુ તે માટે વ્યાવહારિક વર્ત્તનો થઇ રહ્યાં છે. **સ્વરાજ્યને** અર્થે લોકો પોતાનાં પ્રાણ, ધન, સર્વસ્વ **આપવાને** તૈયાર છે. તે સમયના (જ્યારે તેઓ ભણતા હશે ત્યારે) આદર્શ-વિદ્યાર્થીઓ અને સામ્પ્રત સમયના આદર્શ સ્વદેશ-પ્રેમીઓ સ્વરાજ્ય **લેશે** એમાં સન્દેહ નથી. કિન્તુ એક વસ્તુની પ્રાપ્તિ કર્યા પછી તેનું "સંરક્ષણ" પણ સાથે જ હોય છે. સ્વરાજ્ય મેળવ્યાથી જ મુકિત નથી. તેની રક્ષા પણ કરવી પડશે. શું વર્તમાન વિદ્યાર્થીઓથી એ આશા રાખી શકાય છે? પરદેશી પદાર્થો પર મોહિ પડેલા વિદ્યાર્થીઓ સ્વદેશના સ્વરાજ્યની રક્ષા કરવી ઉચિત સમજશે કે? એક ઉચ્ચ શિક્ષણ લેતા વિદ્યાર્થીને એમ પૂછવામાં આવ્યું કે, 'હમણાં મુંબઇમાં શું ઉભરાય છે?' ત્યારે તેણે પ્રત્યુતર દીધો કે 'ભોજન-ગૃહો'. એજ પ્રશ્ન જ્યારે એક સામાન્ય મનુષ્યને પૂછવામાં આવ્યો ત્યારે તેણે જવાબ દીધો કે, વર્ષોથી કદિ ન સાંભળેલો અને ન જોએલો 'સ્વદેશ-પ્રેમ' તથા 'સ્વદેશાભિમાન' મુંબઇમાંજ નહિ કિન્તુ ભારતના દરેક ગામડામાં ઉભરાય છે. પ્રિય પાઠક! તું જ કહે કે દેશ-કાલનું જ્ઞાન કોને છે?

અતએવ એમ સિદ્ધ થયું કે વિદ્યાર્થી-જીવનના નિશ્ચિત ઉદ્દેશ અને આદર્શના અભાવમાં વિદ્યાર્થીઓમાં ઉપલી ત્રણે વાતો પ્રવેશવા પામી છે. હવે આગળ ચાલીએ.

## સર્વત્ર સંહાર.

શીર્ષક વાંચી ભયભીત થવાની આવશ્યક્તા નથી. તેમ આ વાર્ત્તા કેવલ કલ્પના છે એમ માની ઉડાવી દેવાની પણ જરૂર નથી. પરભાષાદ્વારા શિક્ષણથી, શિક્ષણના અસહનીય ભારથી અને ટુંકમાં, અસ્વાભાવિક શિક્ષણથી. આહારાદિમાં અનિયમિતતાથી, અપરિપકવવયમાં બ્રહ્મચર્ય ખંડિત થવાથી અને અનુચિત અનુષ્ઠાનથી શારીરિક અધોગતિ થવામાં ન્યૂનતા રહી નથી. અને ખૂબી તો એ છે કે, **શારીરિક** શક્તિ વિષે કાંઇ પણ બોલવું કિંવા લખવું એ પણ આ યુગમાં અસભ્યતા લેખાય છે.

**માનસિક** અધોગતિ માટે આ લેખની સીમા અતિ નાની છે. વિદ્યાર્થીમાં જે પ્રથમ વસ્તુની આવશ્યકતા છે તે 'એકાગ્રતા' છે. એવીજ બીજો ગુણ 'સ્મરણશક્તિ' છે. એ ઉભય ગુણો કેવલ બોલવામાં અને લખવામાં જ રહ્યા છે. એ ગુણો આર્ય વિદ્યાર્થીઓમાંથી કેમ જતા રહ્યા છે

એનાં કારણોમાં ઉંડા ઉતરવાની મારી ઇચ્છા નથી. એ બન્ને સદ્ગુણો વિદ્યાર્થીઓ માટેજ નહિ કિન્તુ પ્રત્યેક સ્ત્રી-પુરૂષને માટે કેટલા ઉપયોગી છે, એમની ખિલવણી કેમ કરી શકાય છે, ઇત્યાદિ વિષયોપર લખવા બેસીએ તો એક જૂદોજ નિબંધ થાય. અહીં એટલુંજ કહેવું બસ થશે કે વર્તમાન વિદ્યાર્થીઓ 'એકાગ્રતા અને સ્મરણ શક્તિ' એ ઉભય પરમાવશ્યક ગુણોથી વિહીન છે.

**આત્માનો** તો વર્તમાન વિદ્યાર્થીઓને વિચારજ હોય એમ લાગતું નથી. અને યદિ હોય તો તે કેવલ પુસ્તકમાં કિંવા વાર્ત્તાલાપમાંજ છે. આચરણમાં આત્માનો આભાસ માત્ર પણ નથી. જ્યાં શરીરનીજ પડી હોય ત્યાં આત્માનું શું કહેવું ?

પરિસ્થિતિ આટલી સીમા પર્યન્ત પહોંચી છે. યદિ યોગ્ય ઉપાય સત્વર યોજવામાં નહિ આવે તો ભવિષ્યમાં શું થશે એ કહી શકાતું નથી. જ્યાંથી સુધાની સંભાવના હશે, ત્યાંથી હલાહલ વિષજ પ્રાપ્ત થશે. જ્યાંથી માનસરોવરના મીઠા પાણીની આશા હશે, ત્યાંથી મરુભૂમિનું મૃગજળ કિંવા જલાભાસજ મળશે. જ્યાંથી સ્વદેશ-સેવાની ધગધગતી આગની આશા હશે ત્યાંથી સ્વદેશ-વિદ્વેષનું ઠંડુગાર પાણીજ મળશે. આવશ્યકતા છે તેમની સ્થિતિમાં સુધારો થવાની આવશ્યક્તા છે. ભારતવર્ષની ભાવિ આશા-લતાનાં સુકુમાર સુમનોને વધારે વાર કરમાતાં બચાવવાની. ત્યારે પ્રશ્ન એ રહ્યો કે-

## હવે શું થવું જોઇએ ?

ઉપલા પ્રશ્નનો કર્ત્તા અધ્યાહાર છે તેને શોધવો જોઇએ. આ 'શું કરવાનું' **કોણે** કરવું જોઇએ ? અમારી નમ્ર માન્યતા એમ છે કે તે 'લોક નાયકોએ' કરવું જોઇએ. એકલા લોકનાયકોએજ નહિં કિન્તુ સ્વદેશ-પ્રેમી દરેક સજ્જને પોતાની શક્તિ અનુસાર કરવું જોઇએ. સમય એટલો બારીક છે કે સ્વદેશસેવા કરવા માટે કોઇએ કોઇની રાહ જોવાની નથી. જે જેનાથી થઇ શકે તેવું હોય તે કરવાનો આ સમય છે. ધનવાનોએ અને વિદ્વાનોએ, યુવાનોએ અને વૃદ્ધોએ, સ્ત્રીઓએ અને પુરૂષોએ, નાના-ઓએ અને મોટાઓએ, સ્વદેશને માટે જે જે થઇ શકતું હોય તે તે **અવશ્ય** કરવું જોઇએ. જ્યાં બહુ મોટું કામ કરવાનું હોય ત્યાં ધનવાનોએ વિદ્વાનોની

અને વિદ્વાનોએ ધનવાનોની સહાયતા લેવી જોઇએ ૧. **પ્રજાકીય સંસ્થાઓ એટલી બધી ઉઘડવી જોઇએ કે વિદ્યાર્થીઓ સરકારી શાળાઓની સામે પણ ન જુએ.**

**રાષ્ટ્રીય** સંસ્થાઓ કેવી હોવી જોઇએ અને તેઓમાં શું શીખવવું જોઇએ એની ચર્ચા કરવાનો અહીં ઉદ્દેશ નથી. તેમ કરવાથી વિષયાન્તર થવાની શંકા રહે છે. એટલુંજ કહેવું બસ થશે કે ભવિષ્યમાં વિદ્યાર્થીઓ **રાષ્ટ્ર-સંગઠન**માં ઉપયોગી કેમ થાય અને તેમને શીખેલી વિદ્યા નિરૂપયોગી ન થાય એવા શિક્ષણની એ સંસ્થાઓમાં વ્યવસ્થા થવી જોઇએ. ઇતિહાસ-જગતના ઇતિહાસ-માં માથું ફોડવા કરતાં નાનાં બાળકોને તો લોક નાયકોનાં 'ચરિત્રો' વધારે આનંદ આપશે. એક આવશ્યક વિષય તરફ દેશબાંધવોનું ધ્યાન ખેંચ્યા વિના રહી શકતો નથી. રાષ્ટ્રીય સંસ્થાઓ ખોલતી વેળા—

**शिशुत्वे ये गुणा सन्ति—**
**यौवने विकसन्ति ते ।**

એ પરમાવશ્યક સૂત્રને ભૂલી જવું ન જોઇએ. જ્યારે જ્યારે આ લખનારે રાષ્ટ્રીય પાઠશાળાઓ ( Colleges ) સંબંધી પોતાના વિચારો દર્શાવ્યા છે ત્યારે તેણે સર્વ પ્રસંગે એ વાત પર આશ્ચર્ય દર્શાવ્યું છે કે પ્રથમ રાષ્ટ્રીય કૉલેજની આવશ્યકતા છે કે 'સ્કુલ' (બાલ-વિદ્યાલ) ની? કારણ કે બાલકોનો બોજો પ્રથમ ઓછો કરવો જોઇએ. મોટા વિદ્યાર્થીઓ તો ગમે ત્યાંથી પોતાની વસ્તુ શોધી લેશે. પરન્તુ નાનાં બાળકો કે જેઓ કેવળ નિરૂપાય છે તેમને માટે પ્રજાકીય વિદ્યાલયો ઉઘાડવાં જોઇએ. અને ત્યાં **સંગીત** પર ખાસ ધ્યાન અપાવું જોઇએ. બાળકોને માટેજ નહિં કિન્તુ યુવક વિદ્યાર્થીઓ માટે પણ તેની એટલીજ આવશ્યકતા છે. નાની મોટી દરેક પ્રજાકીય સંસ્થામાં નિત્ય સાંજે સવારે **ઈશ્વર-પ્રાર્થના** તથા **દેશ-ગીતો** ગવાવાં જોઇએ.

---

(૧) હર્ષની વાત છે કે મદ્રાસના 'રાષ્ટ્રીય શિક્ષા પ્રચારક મંડળ' ના આશ્રય નીચે કેટલીક મહાપાઠશાળાઓ ( Colleges ) ઉઘાડવામાં આવી છે; અને અતિ નિકટના ભાવિમાં તેવી અનેક શાળાઓ સ્થાપવામાં આવશે એવી દૃઢ આશા છે.

લેખક.

જેમણે સ્વર્ગીય બાબૂ **બંકિમચન્દ્ર** ચેટર્જી લિખિત 'वन्दे मातरम्' નામક સ્વદેશ–વંદના એકવાર પણ સાંભળી હશે તેમને ખબર હશે કે સંગીત શ્રોતાજનો પર શી અસર કરે છે. એજ પ્રમાણે બીજી આવશ્યક વાત 'ધાર્મિક' શિક્ષણની છે. ધાર્મિક શિક્ષણ રાષ્ટ્રીય સંસ્થાઓમાં **અવશ્ય** આપવું જોઇએ. युवैव धर्मशीलस्यात् । એ સૂત્ર દરેક સ્વદેશ–પ્રેમીએ સ્મરણમાં રાખવું જોઇએ. ત્રીજી વાત જે કહેવાની છે તે એ છે કે રાષ્ટ્રીય શાળાઓનું શિક્ષણ **માતૃભાષા** દ્વારા અપાવું જોઇએ. એ વિષે વિશેષ લખવાની આવશ્યકતા રહી નથી. કર્મવીર **મોહનદાસ ગાંધી**એ એ દિશામાં ગુજરાતને માટે જે કાંઇ કર્યું છે તેની ગુજરાત સદૈવ **ઋણી** રહેશે. અતએવ એટલું થયા પછી જે કરવાનું બાકી રહે છે તે વિદ્યાર્થીઓએ કરવું જોઇએ. રાષ્ટ્રીય શાળાઓમાં પ્રવેશ કરવા પૂર્વે વિદ્યાર્થીઓએ **પોતે** પોતાને માટે--

## શું કરવું જોઇએ ?

એ પ્રશ્નના ઉત્તરમાં નિમ્ન લિખિત પાંચ બાબતો તરફ હું **વિદ્યાર્થીઓનું** ધ્યાન ખેંચવા ઇચ્છું છું.

(૧) શારીરિક શુદ્ધિનો વિચાર રાખો.
(૨) કુટેવોથી બચો–વ્યસનોને આધીન ન થાઓ.
(૩) મિત્રોની પસંદગી કરતી વેળા વિચાર કરો.
(૪) વિદ્યાર્થી-જીવનનો ઉદ્દેશ નક્કી કરી રાખો.
(૫) એ ઉદ્દેશ–પૂર્ત્તિ અર્થે આદર્શ શોધી તેને અનુસરો.

એમાંના એક પછી એક સર્વ વિષયોનો આપણે અનુક્રમે વિચાર કરીશું. પ્રથમ શારીરિક શુદ્ધિનો વિચાર કરીએ. વિદ્યાર્થીઓએ જે વાત નિત્ય સ્મરણમાં રાખવી જોઇએ તે એ છે કે, તેમનામાંના દરેકે 'હું **વિદ્યાર્થી** છું' એ વાત ભૂલવી જોઇતી નથી. કોઇ પણ કાર્ય કરતી વેળા વિચાર કરવો કે આ વિદ્યાર્થીને માટે યોગ્ય છે ? યાદ રાખજો કે **શારીરિકશુદ્ધિ સર્વ શુદ્ધિઓનું મૂળ** છે. શરીરને ભ્રષ્ટ કરે એવું એક નાનું પણ કાર્ય કર્યા પછી તમે તમારા સમ્પૂર્ણ જીવનને પણ ભ્રષ્ટ કરી નાખતાં અચકાશો નહિ.અમુક ધાર્મિક કિંવા લૌકિક શિષ્ટાચાર વિરુદ્ધ બોલવું કિંવા લખવું સહેલું છે કિન્તુ તદનુસાર વર્તવું ઘણું કઠિન છે. એક વસ્તુના સારાસારનો વિચાર કર્યા વિના, તેને નિરૂપયોગી સમજી તેનો પરિત્યાગ કરવામાં બાહોશી નથી. આર્યોનું

ધાર્મિક, સામાજિક, શિક્ષા વિષયક, રાજદ્વારી બંધારણ એવું સુન્દર છે કે તેની સમતા કરનાર બંધારણ વિશ્વની કોઇ પણ જાતિયોમાં અસ્તિત્વ ધરાવતું નથી. અને જો કયાંક છે તો તેમાં પણ આર્યોના પ્રાચીન રાષ્ટ્ર–સંગઠનની છાયા પ્રધાન છે. એ સર્વ વાતો અદ્યાપિ ગુપ્ત જ છે તેનું કારણ એ છે કે, એક પરાધીન પ્રજાના ઉચ્ચ વિચારોની કદર તેના પર રાજ્યકર્ત્રી પ્રજા કરતી નથી. અથવા એમ કહો કે, પરાવલમ્બી પ્રજાના સ્વતંત્ર વિચારોપણ સ્વાધીન પ્રજાઓના વિચારોનું અનુકરણજ લેખાય છે. ઇશ્વર કૃપાથી ભારતમાં એવો એક સુદિન **આવશે** કે, જ્યારે ભારતીય પ્રજાએ પ્રતિપાદિત કરેલા સિદ્ધાન્તોને સમસ્ત સંસાર અનુસરશે. અને એ દિન કયારે અને કેવી રીતે આવશે એમ જો તમે પ્રશ્ન કરતા હો, તો હું કહીશ કે એ દિન **આજેજ** આવે યદિ ભારતવાસીઓ કર્તવ્યપરાયણ થાય. વિદ્યાર્થીઓ ધારે તો એ મંગલદિન **અલ્પકાલમાંજ** અવલોકવાનો અવસર પ્રાપ્ત થઇ જાય એમાં જરા પણ અતિશયોક્તિ નથી.

કદાચિત્ વિદ્યાર્થીઓમાંથી કોઇ એમ શંકા કરશે કે લેખકનો વિચાર વિદ્યાર્થીઓને સંકુચિત મનવાળા બનાવવાનો છે. શારીરિક શુદ્ધિ માટે તેને અમુક 'ક્રિયાઓ' સિવાય કાંઇ પણ સૂઝતુંજ નથી. હું હૃદયપૂર્વક કહીશ કે મારી તેવી ભાવના નથી. પરન્તુ હું જે કહેવા ઇચ્છું છું તે એ છે કે, જે જે વિચારોથી, જે જે કાર્યોથી, શારીરિક શુદ્ધિમાં અને પરિણામે માનસિક શુદ્ધિમાં અપવિત્રતા પ્રવેશવા પામતી હો એવા વિચારો અને એવાં કાર્યોથી પોતાનું હિત ઇચ્છનાર વિદ્યાર્થીએ અવશ્ય દૂર રહેવું જોઇએ. એકવાર મર્યાદા બહાર વર્ત્યા પછી બીજાં કયાં કયાં અનિષ્ટ કાર્યો મનુષ્યને હાથે નથી થતાં? એક વિદ્વાને સત્યજ કહ્યું છે કે विवेकभ्रष्टानां भवतिविनिपातः शतमुखः। વિવેકથી ચ્યુત થએલાં સ્ત્રી–પુરૂષોની અનેક પ્રકારે અધોગતિ થાય છે.

શારીરિક શુદ્ધિનો વિચાર રાખનાર વિદ્યાર્થી કદિ પણ અશ્લીલ ભાષણ કરશે નહિ, તેમ તેવા પ્રકારની તુચ્છવાણી તે સાંભળશે પણ નહિ. તે ઇન્દ્રિયોને હચમચાવી મૂકે એવાં દૃશ્યો અવલોકવાનું પસંદ કરશે નહિ. શારીરિક શુદ્ધિ ઇચ્છનાર વિદ્યાર્થી બીભત્સ ભાષામાં લખાએલાં પુસ્તકો વાંચવાં કિંવા નાટકો જોવાં યોગ્ય સમજશે નહિ. તે, કર્મેન્દ્રિયોને કિંવા જ્ઞાનેન્દ્રિયોને આઘાત થાય એવા અનુચિત અનુષ્ઠાનનો વિચાર સરખો પણ

કરશે નહિ. તે, ગમે તવી યુવાનવયમાં આવ્યા છતાં સ્ત્રી-સંસગનો કિંવા પરદારા સાથે શાબ્દિક પણ વ્યવહાર રાખવાનો વિચાર રાખશે નહિ. ટુંકમાં, **મનુ** આદિ પૂજ્ય ઋષિઓએ વિદ્યાર્થીને માટે જે જે મર્યાદાઓ બાંધી છે તેમનું ઉલ્લંઘન કરવાનું તે ઉચિત સમજશે નહિ.

વિદ્યાર્થીઓનું બીજું કર્ત્તવ્ય કુટેવોથી બચવાનું અને વ્યસનોને આધીન ન થવાનું છે. પશ્ચિમના સંસર્ગથી આપણે અવશ્ય ઘણું શીખ્યા છીએ, પણ કેટલાક કદિ નહિ કલ્પેલા દુર્ગુણો પણ તેમના સંસર્ગથી આપણામાં પ્રવેશવા પામ્યા છે. જે કુટેવોનો અંહી ઉલ્લેખ કરવામાં આવશે તે સર્વ એ ગૌરાંગ દેવતાઓ (?) ની જ કૃપાનાં ફળ છે.

સૌથી વધારે પ્રસાર પામેલી અને સૌથી વિશેષ સભ્યતામાં લેખાએલી કિન્તુ પરિણામે, વિદ્યાર્થીઓને જ માટે નહિ કિન્તુ મનુષ્ય માત્રને માટે જો સૌથી વિશેષ **હાનિકર** એવી કુટેવો હોય તો, તે બે કુટેવો છે. **ધૂમ્રપાન અને ચા.**

બીડી, સિગાર કિંવા સિગારેટ ન ફુંકનાર અને ચા ન પીનાર વિદ્યાર્થી, વર્તમાન વિદ્યાર્થી સમાજમાં અસભ્ય લેખાય છે. બીડી પીવાની બદી એટલી બધી ફેલાઇ ગઇ છે કે, ઉચ્ચ કોમનાં ઉછરતાં **બાલકો** કે જેઓ તેમ કરતાં મોટાઓથી બીહે છે. તેઓ પણ, એકાન્ત જોઇ એમ કરતા જોવામાં આવે છે. નાનાં બાળકોનાં ખીસાં તથા દફતર ( પાકીટ ) તપાસતાં ઘણીવાર બીડીઓ મળી આવે છે. જે પૈસા તેમને વાપરવા માટે માબાપો આપે છે તેનો ઉપયોગ તેઓ આવી રીતે કરે છે. એ બદી વિદ્યાર્થીઓમાં કેવી રીતે ફેલાવા પામી હશે, એનો જ્યારે જ્યારે આ લખનારે વિચાર કર્યો છે ત્યારે ત્યારે તે એવાજ નિર્ણય પર આવ્યો છે કે, અજ્ઞાન બાળકોને એ કુટેવ શીખવનાર તેમના **અધ્યાપકોજ** છે. એ પરથી કોઇ પણ અમુક અધ્યાપકને વિદ્યાર્થીઓની દૃષ્ટિમાં ઉતારી પાડવાનો કિંવા તેમની નિન્દા કરવાનો વિચાર નથી. તથાપિ એટલું તો કહ્યા વિના નથી રહેવાતું કે, નાનાઓ મોટાઓનું અનુકરણ કરે છે; એ વાતનો વિચાર કરી પ્રથમ શિક્ષકોએ **પોતે** ‘ આદર્શ ’ બનવું જોઇએ. બીડીની ખરાબી વિષે ‘ બોલતા’ આ લખનારે અનેક અધ્યાપકોને સાંભળ્યા છે કિન્તુ પાછળથી બીડી ‘પીતા’ પણ તેમનેજ જોયા છે ! કહો, એવાઓના ઉપદેશની બાળકોપર શી અસર

થઈ શકે ? અહીં મને એક વાતનું સ્મરણ થાય છે. બનારસની 'સેન્ટ્રલ હિન્દુ કૉલેજ' ના ભૂતપૂર્વ પ્રધાનાધ્યાપક વિદ્યાર્થીપ્રેમી શ્રીમાન્ જ્યૉર્જ સિડની **એરૂન્ડેલ** મહાશય જ્યારે પ્રથમવાર શ્રીમતી એનીબીસેન્ટ સાથે **ભારત**માં આવ્યા, અને જ્યારે તેમને ભારતીય વિદ્યાર્થીઓને અનેક કુટેવો અને વ્યસનોના ભોગ થએલા જોયા ત્યારે તેમને લાગી આવ્યું. એ સજ્જને વિચાર કર્યો કે મારે આ વિદ્યાર્થીઓને 'ઉપદેશ' કરવો જોઇએ અને ધૂમ્રપાનની દુષ્ટ ટેવથી મુક્ત કરવા જોઇએ. ત્યાર પછી તેઓ ઉપરોક્ત સંસ્થામાં પ્રથમ અધ્યાપક તરીકે નીમાયા અને પાછળથી અવૈતનિક ( Honorary ) પ્રધાનાધ્યાપક તરીકે નિયત થયા. તે દરમિયાન તેઓ વિદ્યાર્થીઓને ખરાબ ટેવો મૂકી દેવા માટે સમજાવતાજ રહ્યા; પરન્તુ જ્યારે તે ઉપદેશોની થવી જોઇએ તેવી અસર ન થતી જોઇ, ત્યારે તેમણે વિચાર કર્યો કે મારે પોતે આદર્શરૂપ બનવું જોઇએ. પ્રથમ તો મારેજ આ ખરાબ ટેવ મૂકી દેવી જોઇએ. પછી વિના ઉપદેશે મારા પ્રત્યક્ષ પ્રમાણરૂપ 'આચરણ'થી તેમનાપર અવશ્ય ઇચ્છિત અસર થશે. તત્કાલ એ સંયમી પુરૂષે એ વિચારને વ્યવહારમાં મૂકવાની યોજના કરી. તેમણે શું કર્યું ? એક શુભ રજાનો દિવસ જોઇ બધા વિદ્યાર્થીઓને સભાસ્થાનમાં નિમંત્રણ કર્યું. સર્વ અધ્યાપકો અને વિદ્યાર્થીઓ વેળાસર આવીને ઉપસ્થિત થયા. સૌ આશ્ચર્યમાં પડયા કે આજે અકસ્માત્ સભા શામાટે બોલાવવામાં આવી હશે ? એટલામાં શ્રીમાન્ **એરૂન્ડેલ** મહાશય પોતે ત્યાં પધાર્યા અને આવતાં વારજ હાથમાં એક સિગારેટ લઇ બોલવા માંડયા:--

" પ્રિય અધ્યાપકો અને છાત્રો ! .

સભા એટલા માટે બોલાવી છે કે આપ સર્વની સમક્ષ હું આજે એક **પાપ**થી મુક્ત થાઉં. એ પાપ તે ધૂમ્રપાન કરવાની કુટેવ છે. ધૂમ્રપાન કરવા માટે અસંખ્ય વાર વિદ્યાર્થીઓને મેં ઉપદેશો કર્યા; કિન્તુ સંતોષકારક પરિણામ ન જોતાં, હવેથી હું આચરણદ્વારા ઉપદેશ કરીશ. આપ જાણો છો, હું જાણું છું અને અધ્યાપકો જાણે છે કે ઉપદેશ કરતાં આચરણ શ્રેષ્ઠ છે કિંવા કહેવા કરતાં કરી બતાવવું વિશેષ યોગ્ય છે. અતએવ, આજથી હું આ 'સિગારેટ' નો સદાને માટે ત્યાગ કરૂં છું. આશા છે, આપ આમાંથી અવશ્ય સાર ગ્રહણ કરશો. યદિ મને તમારામાંનો કોઇ પણ, કયાંય પણ, ધૂમ્રપાન કરતાં જુઓ તો, મને આજના પ્રસંગનું સ્મરણ કરાવજો.

પરન્તુ જો તમારામાંનો ( વિદ્યાર્થીઓમાંનો ) કોઇ પણ તેમ કરતો નજરે પડયો તો હું બહુ નારાજ થઇશ. ધૂમ્રપાન કરનાર વિદ્યાર્થી આપણી શાળામાં સારો વિદ્યાર્થી નહિ લેખાશે. હાથમાંની, શરીરમાંનું સત્વ ચૂસનાર, નિઃસત્વ વસ્તુનો **તિરસ્કાર** પૂર્વક ત્યાગ કરૂં છું. ”

ધન્ય ધન્ય ! છાત્ર–પ્રેમી સજ્જન ધન્ય ! પશ્ચિમમાં જન્મેલા સત્ય પ્રિય સર્જનનો શું ઉત્કૃષ્ટ આશય ! ઇશ્વર એવા પુરૂષોને યુરોપ, અમેરિકા, જાપાન આદિ દેશોમાંથી ભારતવાસીઓની બુદ્ધિ ઠેકાણે લાવવા માટે વારંવાર મોકલશું ભારતના અધ્યાપકો અને વિદ્યાર્થીઓ આ વાત પર વિચાર કરશે? ઇ. સ. ૧૯૧૩–૧૪ માં ૫૮ાા કરોડ રૂપિયાની સીગારેટ પરદેશથી મંગાવવામાં આવી હતી. હિન્દુસ્તાન દેશ ગરીબ છે અને થઇ જાય તેમાં કાંઇ નવાઈ જેવું નથી. ભાવનગરના મહારાજાધિરાજે અને બંગાળાની સરકારે ૨૧ વર્ષથી ઓછી ઉમરના બાળકને બીડી પીતો જોવામાં આવે તો શિક્ષા કરવાની આજ્ઞાઓ કાઢી છે, **અમેરિકા** જેવા સુધરેલા દેશમાં ‘ ધૂમ્રપાન નિષેધક સમાજ * ’ ની સ્થાપના થઇ છે.

ધૂમ્રપાન કરનારાઓની એક દલીલનું સમાધાન અવશિષ્ટ રહે છે. આ દલીલ બહુધા કૉલેજીઅનો તથા મોટી ઉંમરના મનુષ્યો કરતા જોવામાં આવે છે. તેઓ કહે છેઃ “ ધૂમ્રપાન કરવાથી ચિત્તને આનન્દ થાય છે. ” આ દલીલના ઉત્તરમાં, જે દેશમાંથી આ કુટેવ અહીં આવી છે તેજ દેશના, એક મહા સમર્થ લેખકના ‘ જીવનના આનન્દો ’ ( Pleasures of Life ) નામક પુસ્તકમાંથી નિમ્નલિખિત લેખ અક્ષરશઃ ઊતારીએ છીએ. અનુવાદ કરી વિચાર કરવાનું કાર્ય વિદ્યાર્થીઓનેજ સોંપવામાં આવે છે.

“ I have been told that in omitting any mention of *smoking* I was overlooking one of the real pleasures of life. Not being a smoker myself I cannot perhaps judge ; to some *nervous* natures it certainly *appears*

---

* સમાજ તરફથી પ્રગટ થયેલું અને આ કુટેવની હાનિ દર્શાવતું સાહિત્ય, Secretary, “ Antismoking society ” Chicago ( North America ) એ શિરનામે લખવાથી મળી શકશે.

લેખક.

*to be* a great comfort ; but there is the serious *risk* of smoking too much, and in any case I have my *doubts* whether smoking, as a general rule, does add to the pleasures of life. + + + +

I doubt the wisdom of spending time and money on the creation of an *unnecessary want.**

ચાની ફરિયાદ પણ એવીજ છે. વારંવાર પોકારો કરવામાં આવ્યા છે ને હજી પણ થવા જોઇએ. ગુજરાતમાં અત્યારે જાહેર આદર્શ તો **મોહનદાસ** કરમચંદ **ગાંધી** જ છે, ગુજરાતનો વિદ્યાર્થી સમાજ એ મહાનુભાવનો ચિર ઉપકૃત રહેશે. લાખો રૂપિયાનું પાણી એ **પાણી**ની પાછળ થાય છે. ઉછરતાં બાળકો માટે એ વસ્તુ અત્યંત ભયંકર છે. ઇન્દ્રિયોને અસમયે ઉત્તેજિત કરનાર એ દુર્વ્યસનથી દરેક વિદ્યાર્થીએ બચવું જોઇએ. નવેમ્બર (૧૯૧૭) માસના ‘ કચ્છી જૈન મિત્ર ’ નામક મુંબઇથી નીકળતા એક માસિકમાં ‘ચાના દુષ્પરિણામ ’ વિષે એક વાર્ત્તા આવી છે તે વાંચવાની અમે વિદ્યાર્થીઓને ભલામણ કરીએ છીએ. **મરાઠી** ભાષામાં હાલમાંજ એક ‘ चहाचे दुष्परिणाम ’ નામક પુસ્તક બહાર પડયું છે. દેશ-પ્રેમી શ્રીયુત **ગાંધીજી**એ એને વિષે વારંવાર વિદ્યાર્થીઓને કહ્યું છે. ચા અને બીડી એજ નહિ કિન્તુ એવાં એવાં અનેક વ્યસનો, જે જે વિદ્યાર્થીઓમાં હોય, તેમણે સત્વર મૂકવાં જોઇએ. ઘણો વખત આ પ્રકારની ટેવ ચાલુ રાખ્યા પછી તેનો ત્યાગ કરવો એ એક કઠિન કાર્ય થઇ પડે છે. બંગાળાના એક ઉપદેશકે ( સુધીન્દ્ર-ચન્દ્ર બેનર્જી ) એક વાર વિદ્યાર્થીઓ સમક્ષ બોલતાં એમ કહ્યું હતું કે, મારામાં આમાંનાં. એકે વ્યસનો કે કુટેવો નથી. તેથી મને પોતાને હું ભાગ્યવાન્ સમજું છું. મુંબઇમાં માધવબાગમાં ભરાએલા ‘ મુંબઇ પ્રાન્તીય પ્રથમ છાત્ર સમ્મેલન ’ માં ધૂમ્રપાન નિષેધક પ્રસ્તાવ મૂકવામાં આવ્યો હતો. અને એ પ્રસ્તાવ પર બે થી ત્રણ વિદ્યાર્થીઓ બોલ્યા હતા. જ્યારે સમ્મેલનના પ્રમુખ ( શ્રીયુત એરૂન્ડેલ ) એ વિષે બોલવા ઉભા થયા ત્યારે તેમણે ઉપર લખેલી પોતાની કથા કહી હતી. આજ કાલ ચિત્રપટો ( Cinamatograph ) જોવાની ટેવ પણ વિદ્યાર્થીઓમાં વધી પડી છે. એ દૃશ્યોમાં અત્યન્ત બીભત્સ ચિત્રો દેખાડવામાં આવે છે. જેની ઝાંખી

* The Right Hon. Lord Avebury, P. C.

સ્મૃતિ જોનારને રહી જાય છે. વિદ્યાર્થીઓ એમાંથી કાંઇ પણ સાર લેતા નથી. વિદ્યાર્થીઓનાં પુસ્તકો તપાસતાં શહેરમાંની રૂપવતી નટીઓ (Actress) નાં ચિત્રો પણ મળી આવે છે. જ્યારે અધ્યાપક પાઠ શીખવતા હોય છે ત્યારે એવાં ચિત્રો વિદ્યાર્થીઓ એક બીજામાં ફેલાવે છે. આ પ્રકારનો વ્યાપાર કૉલેજીઅનોમાં વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે કિન્તુ હવે માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓમાં પણ એ વસ્તુનો અભાવ નથી. પ્રિય વિદ્યાર્થી બન્ધુઓ! ત્યાગો એ દુષ્ટતાઓને. છોડો એ રસ્તો બતાવનાર મિત્રોને. મૂકો એ જીવ લેનારી કુટેવોને. દૂર થાઓ એ મલિન દૃશ્યો પાસેથી. મુક્ત બનો એ ઉન્મત્તતાઓથી. તમારી સ્થિતિનો, વયનો, વ્યવસાયનો વિચાર કરો, વિચાર કરો, વિચાર કરો. ઈશ્વરને ખાતર વિચાર કરો. દેશને ખાતર વિચાર કરો. પવિત્ર બનો.

ત્રીજી વાત ધ્યાનમાં રાખવાની એ છે કે 'મિત્રોની પસંદગી કરતી વેળા વિચાર કરો.' ઉપર વર્ણવેલી કુટેવો શીખવનાર, વ્યસનોને આધીન બનાવનાર શત્રુરૂપ મિત્રોનો પરિત્યાગ કરો. એક વસ્તુ એક વાર સ્વીકાર્યા પછી ત્યાગવા કરતાં તે સ્વીકારતી વેળાજ વિચારીને સ્વીકારવી ઠીક છે. સદાચારી મિત્રો સાથે મૈત્રી કરો. પવિત્ર વિદ્યાર્થીઓ સાથે પ્રેમ કરો. સાચા છાત્રો જોડે સ્નેહ કરો. મિત્રોની પસંદગી સાધારણ વાત નથી. આપણે સાધારણ લેખી લીધી છે. વિદ્યાર્થી અવસ્થામાં આપણા અસંખ્ય મિત્રો હોય છે. ભવિષ્યમાં સુખ દુઃખની વેળાએ કેટલા આવીને ઉભા રહે છે? સન્મિત્રોની સહાયતાથીજ તમે ઉપર કહેલી કુટેવોથી બચી શકશો. પુસ્તકોનું વાંચન, નાટકોનું અવલોકન, ભાષણોનું શ્રવણ તમારાપર અસર નહિ કરશે. સાધુ ચરિત સ્નેહીઓનો સહવાસ તમને સજ્જન બનાવશે. વિષયની પુષ્ટિ કરવા માટે વિદેશી વિદ્વાનોનાં પ્રમાણપત્રો શોધવાની અને ટાંકવાની આપણને ટેવ પડી ગઇ છે. મને તે યોગ્ય જણાતી નથી. આમ કરવામાં હું ભૂલ કરતો હોઉં તો મને ક્ષમા કરશો. શું તમને ભગવાન્ શ્રી કૃષ્ણચન્દ્રની આ ઉક્તિનું સ્મરણ નથી કે संगात् संजायते कामः। ? તમે કેવા છો એ તમારા મિત્રોપરથીજ ગમે તે મનુષ્યને જણાઇ આવશે.

ચોથી વાત એ છે કે તમારા જીવનનો ઉદ્દેશ નક્કી કરી રાખો. એ વિષે આરંભમાં ઘણું લખાયું છે એટલે અહીં તેની પુનરુક્તિ કરવી ઉચિત સમજતો નથી. શું ઉદ્દેશ હોવો જોઇએ એનો વિચાર પણ અહીં કરવાનો સમય નથી.

ઉદ્દેશ નક્કી કર્યા પછી તેની પૂર્તિ કરે તેવો આદર્શ શોધવાની આવશ્યક્તા છે. એ વિષે પણ ખાસ કાંઇ પણ કહી શકાય નહિ. તથાપિ આ દૃષ્ટાન્ત આપી શકાય કે, જેમને ભવિષ્યમાં **વિદ્યાર્થીઓને માટે** કાંઇ પણ કરવું હોય તેમણે શ્રીયુત **એરૂન્ડેલ** કિંવા કર્મવીર **ગાંધીજી**ને પગલે ચાલવાનો ઉદ્યોગ કરવો જોઇએ. જેઓ ઉપદેશક તરીકે કાર્ય કરવા ઇચ્છતા હોય તેમણે પ્રસિદ્ધ વક્તાઓના સમાગમમાં આવવું જોઇએ.

ઉપરની બન્ને વાતોમાં જે વાત ધ્યાનમાં રાખવાની છે તે એ છે કે, એકવાર ઉદ્દેશ તથા આદર્શની પસંદગી કર્યા પછી તેમાં વારંવાર પરિવર્ત્તન કરવું ન જોઇએ. અલબત્ત, જો તેમ કરવામાં ઉતાવળ થઇ હોય અને અવિચારી પગલું લેવાયું હોય તો તેમાં ફેરફાર કરવો ઠીક છે. પરન્તુ કોઇના કહેવાથી નક્કી કરેલા ઉદ્દેશને તથા આદર્શને મૂકી દેવો એ કેવળ મૂર્ખતા છે. તમારા આદર્શને માટે બીજાઓ શું કહે છે તેની ઓછી પરવા કરો. તમારા પોતાના **અંતઃકરણ**ને પૂછો કે તે શું કહે છે. એમ કરશો તોજ તમે ભવિષ્યમાં મહાન્ કાર્યો કરી શકશો. એ માટે હું તમને એક ઉદાહરણ આપીશ.

એક સમયે એક કુશલ ચિત્રકારે એક રૂપવાન્ રમણીનું તૈલચિત્ર ચીતર્યું. તેણે તે ચિત્રને રાજમાર્ગપર બધાની દૃષ્ટિ પડે એવી જગ્યાએ મૂક્યું. નીચે લખ્યું: 'ભૂલ હોય તે દર્શાવતા જાઓ.' ચિત્રકાર એ ચિત્ર મૂકીને પોતાને ઘેર ગયો. એ રસ્તેથી એક બીજો ચિત્રકાર જતો હતો તેની નજરે તે ચિત્ર પડ્યું. તેણે તેનું બરાબર અવલોકન કરી નીચે લખ્યું કે 'રમણીનું વામનેત્ર જોઇએ તેવું નથી.' એના ગયા પછી એક બીજા મનુષ્યે તે ચિત્ર જોયું અને તેણે લખ્યું: 'નાક બરાબર નથી.' ત્રીજાએ લખ્યું: 'મુખ યથાસ્થિત નથી.' ચોથાએ લખ્યું: 'એક હાથની આંગળીઓ સારી નથી.' એમ બધાઓ તેમાંથી દૂષણ જ કાઢતા ગયા. સન્ધ્યા સમયે જ્યારે તે ચિત્રકારે તે ચિત્ર લીધું અને જોયું ત્યારે તે જોઇને આશ્ચર્ય પામ્યો કે તેના ચિત્રનો એક પણ ભાગ કોઇએ સારો કહ્યો ન હતો. બીજે દિવસે તેણે તેનું તે જ ચિત્ર ચીતરી ત્યાં મૂક્યું. નીચે લખ્યું: 'કયો, ભાગ સુન્દર ચીતરાયો છે એ દર્શાવતા જાઓ.' દૈવયોગે આગલા દિવસનો જ કુશલ ચિત્રકાર ત્યાં થઇને પસાર થયો. તેણે તે ચિત્ર બરાબર જોઇ નીચે લખ્યું: વક્ષસ્થલ અત્યન્ત સુન્દર છે.' બીજાએ લખ્યુ: 'વદન–કમલ રમણીય છે.' ત્રીજાએ લખ્યું: 'નાસિકા અત્યન્ત સોહામણી છે.' ચોથાએ

લખ્યું: 'કટિ પ્રદેશ અત્યન્ત અવલોકનીય છે.' પાંચમાએ લખ્યું: 'ઉરુભાગ દર્શકને આનન્દ આપે તેવો છે'. છઠ્ઠાએ લખ્યું: 'ભાલ પ્રદેશ ચિત્રકારનું ચાતુર્ય દર્શાવવાને બસ છે.' ઇ. ઇ. ચિત્રકારે એ ચિત્ર પણ જોયું અને લોકોકિતઓ વાંચી તો જણાયું કે સમ્પૂર્ણ ચિત્ર સુન્દર હતું. જ્યારે વસ્તુ સ્થિતિ તેમ ન હતી. અસ્તુ. તેણે તે દિવસથી નિશ્ચય કર્યો:—

"વિચાર પૂર્વક કરેલી સત્કૃતિ માટે જગતની સહાનુભૂતિની, પ્રશંસાની અને સામ્યતાની અપેક્ષા રાખવી નહિ." **ઉદ્દેશ અને આદર્શની વિચાર પૂર્વક પસંદગી કર્યા પછી તેમને અનુસરવામાં જગત શું કહે છે તેની બહુ દરકાર ન રાખો.** તમે સુજ્ઞ છો, વિચારવાન્ છો, મતિમાન્ છો. તમારા હિતાહિતની તમને ખબર નહિ હશે તો કોને હશે !

ભારતની સર્વ આશાઓ તમારાપર અવલમ્બિત છે. તમેજ દેશની સમ્પત્તિ છો. તમારી ઉન્નતિ–અવનતિ પરજ દેશની ઉન્નતિ–અવનતિ નિર્ભર છે. તમારા ગૌરવમાંજ ભારતભૂમિનું ગૌરવ રહેલું છે. માતૃભૂમિની મુક્તિ તમારા હાથમાં છે. પ્રતિકૂલ પરિસ્થિતિમાં ઉછરીને, શિક્ષણ લઇને પણ ભારતીય વિદ્યાર્થીઓએ સ્વદેશને માટેજ નહિ કિન્તુ સમસ્ત વિશ્વને માટે જે કાંઇ કર્યું છે તે અદ્ભૂત છે. અસ્વાભાવિક શિક્ષણ–પદ્ધતિથી શિક્ષણ લઇને પણ આ દેશનાં સંતાનોએ જે બુદ્ધિ–વૈભવ વિશ્વને દર્શાવ્યો છે-તે અલૌકિક છે. જે આદર્શ આ દેશના વિદ્યાર્થીઓને માટે છે તે જગત્‌માં મળવા દુર્લભ છે. કવિ સમ્રાટ શ્રી **રવીન્દ્રનાથ,** વૈજ્ઞાનિક શિરોમણી શ્રી **જગદીશચન્દ્ર,** અપૂર્વ વ્યાખ્યાન કલાકોવિદ શ્રી **સુરેન્દ્રનાથ** આદિ આ ભૂમિનાં **અસંખ્ય** સંતાન વિદ્યાર્થીઓ માટે આદર્શ છે. ઉદ્યોગ કરવાની આવશ્યકતા છે. પૂર્વ પુરૂષોના આશીર્વાદ અવશ્ય મળશે. **ઋષિઓ** આ ભૂમિને ભૂલી ગયા નથી. યોગીજનો ભારત વર્ષમાંથી ક્યાંય ગયા નથી. સર્વ અહીં છે આપણામાં છે—તમે પોતે ભારત સંતાન છો. તમારી યોગ્યતા ઓછી નથી. ઇશ્વર અવશ્ય અનુગ્રહ કરશે. અને તે પોતાની લીલા—સ્થલીમાં એકવાર પુનરપિ પધારી, પોતાની—

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदाऽत्मानं सृजाम्यहम् ॥**

એ પ્રતિજ્ઞાને પરિપૂર્ણ કરશે. ઇશ્વર, **ભારતનું** દુ:ખ હરી લેવાની સત્વર કૃપા કરો એવી પ્રાર્થના સાથે પ્રસ્તુત નિબંધની સમાપ્તિ કરીએ છીએ.

**बन्देमातरम् ।**

# "ભારત-ભારતી"માં

## વિદ્યાર્થી-જીવન.

### ભૂતકાલીન ચિત્ર.

(હરિગીત છંદ.)

શીખે સહસ્રો શિષ્ય છે પણ ફીઝ લેવાતી નથી,
એ ઉચ્ચ શિક્ષા તુચ્છ ધનથી કયાંય વેચાતી નથી;
દઇ વસ્ત્ર-ભોજન પણ સ્વયં કુલપતિ ભણાવે તેમને,
બસ ભક્તિથી સંતુષ્ટ થઈ પ્રતિદિન વધારે તેમને.

× × × × ×

### વર્તમાનકાલીન ચિત્ર.

હા! આજ શિક્ષા-માર્ગ પણ સંકીર્ણ થઈને ક્લિષ્ટ છે,
કુલપતિ-સહિત એ ગુરૂકુલોનું ધ્યાન બસ અવશિષ્ટ છે;
વેચાય છે વિદ્યા હવે જો શક્તિ હો તો ક્રય કરો,
જો શુલ્ક × આદિ ન દઈ શકો તો બસ અભણ રહીને મરો!

× × × × ×

દાસત્વના પરિણામ વાળી આજ છે શિક્ષા અહીં,
છે મુખ્ય બસ બે જીવિકાઓ ભૃત્યતા, ભિક્ષા અહીં!

---

૧ "ભારત-ભારતી" નામક અમારા એક અપ્રસિદ્ધ અનુવાદિત કાવ્ય-ગ્રન્થમાંથી ઉતદ્ધૃત.

× પગાર. લેખક.

અથવા થઇને 'કલાર્ક' ક્યાંયે પેટનું પાલન કરો,
વા મળી શકે તો ભીખ માગો, અન્યથા ભૂખે મરો!

× × × × ×

એ સામ્પ્રતિક શિક્ષા અમોને સર્વથા પ્રતિકૂલ છે,
અમમાં, અમારા દેશની પ્રતિ દ્વેષ-મતિની મૂલ છે;

× × × × ×

એથી અમોમાંના થતી નિજ ધર્મમાં અનુરક્તિ, ને
થાવા નથી દેતી કદી અમ પૂર્વજોમાં ભક્તિ એ;

× × × × ×

એમાં વિદેશી માન કેરૂં મોહ-પૂર્ણ મહત્વ છે,
ફળ અંતમાં જેનું અહીં દાસત્વ છે, દાસત્વ છે!!
દુર્ભાગ્ય છે કે પ્રથમ તો એ બ્રહ્મચર્યાશ્રમ નથી,
તેમાં પરિશ્રમ **વ્યર્થ** આ પડતો અમોને કમ નથી!
છે વ્યર્થ એ શિક્ષા જ જેથી દેશની 'ઉન્નતિ' ન હો,
જાપાનના વિદ્યાર્થીઓની સૂક્તિ કેવી છે અહો!
"સજ્જન! હવે યૂરોપિયન હિસ્ટ્રી નહીં દેખાડશો,
યંત્રો તણી રચના હવે કરીને કૃપા શિખવાડજો"!

## ઉદ્‌બોધન.

છે દૃષ્ટિ ભારત વર્ષની છાત્રો! તમારા પર રહી,
છે મનુજ, જીવનની તમોમાં જ્યોતિ સુન્દર ઝળહળી;
છાત્રો ન દે તો કોણ દેશે યોગ દેશોદ્ધારમાં?
ભાળો બધે, શું થઇ રહ્યું છે આ સમય સંસારમાં?

× × × × ×

જે કૈં ભણો તે ધ્યાન પૂર્વક કાર્યમાં પરિણત કરો
સૌ ભક્તવર પ્રહ્લાદની નિમ્નોક્તિને મનમાં ધરો;
"કૌરવમાંહી ભાગવત ધર્મા-ચરણ કરજો અહીં,
નર-જન્મ દુર્લભ એકતો ને તેય વધુ રહેતો નથી".

**ભીમાશંકર શર્મા.**

# વિદ્યાર્થી ભીમાશંકર શર્મા કૃત
## અન્ય પુસ્તકો.



| | | |
|---|---|---|
| ૧ | માનવ વિચાર અને તેની શક્તિઓ— ( બે ભાગમાં ) | ૦—૮—૦ |
| ૨ | પરિષદ્ ત્રિવેણી— ( વિદ્યાર્થીઓ માટે ) | ૦—૪—૦ |
| ૩ | વર્તમાન વિદ્યાર્થી-જીવન— ( આ જ પુસ્તક ) | ૦—૨—૦ |
| ૪ | ભારત-ભારતી ( કાવ્ય ) ( છપાય છે ) | |

હરેક પુંસ્તકનો ટપાલ ખર્ચ જૂદો. આજે જ લખો.

ડુંગરશી વિશ્વનાથ ઓઝા,

ઠે:-જયનારાયણ સીતારામનો માળો,

ફણસવાડી બીજી ગલી-મુંબઈ, નં. ૨.